

**Real Patidar <mail@realpatidar.com>**

# OE 38 -Samaj Kone Todi -Patidar Bandhu -15-Feb-2011 / સમાજ કોણે તોડી -પાટીદાર બંધુ ૧૫-૦૨-૨૦૧૧

**Real Patidar <mail@realpatidar.com>** **Sat, Jul 16, 2011 at 11:23 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

16-Jul-2011
|| જય લક્ષ્મીનારાયણ || || Jay Laxminarayan ||

આપણા સમાજનું "પાટીદાર બંધુ" નામનું માસિક પત્ર પાટણથી બહાર પડે છે. તે પત્રના તા. ૧૫-૦૨-૨૦૧૧નો બહાર પડેલા અંકના તંત્રી લેખમાં તંત્રીએ એક બહુ સરસ મુદ્દો ઉપાડ્યો છે. અને એ છે કે...
"કોણે સમાજ તોડી...? અને કોણ તોડી રહ્યું છે સમાજને....?"
તેમના આ તંત્રી લેખમાં તેનો જવાબ પણ આપેલ છે, જે સર્વે સમાજના સભ્યોએ વાંચવો જરૂરી છે.
પુરો તંત્રી લેખ આ ઈમૈલ સાથે જોડેલ છે. તેમજ નીચે જણાવેલ લીંક પર પણ વાંચી શકશો.

લીંક / Link: http://issuu.com/patidar/docs/oe_38_-kone_todu_samaj_patidar_bandhu_15-feb-2011/1?mode=a_p

A monthly magazine called "Patidar Bandhu" is being published in our Samaj from Patan.
The editorial of the 15-Feb-2011 edition has raised one very important and relevant point.
That point is...
"Kone Samaj Todi....? Ane Kon Todi Rahyu Chhe Samajne.....?"
or "Who split the Samaj....? Ane Who is splitting the Samaj....?"

The editorial also contains the answers to the above questions, which every samaj member should read once.
The entire editorial is attached with this email.Alternatively you can read the editorial from the above mentioned link also.

**પાટીદાર બંધુની ટીમ નીચે પ્રમાણે છે. / Patidar Bandhu's team is as follows;**

A) તંત્રી અને માલિક / Editor and Owner:
બ્રિજેશભાઈ ભવાણી / Brijeshbhai Bhavani -09898086830

B) સહ-તંત્રી / Co-editor
વિરેન્દ્રભાઈ હળપણી / Virendrabhai Halpani -09898575767

C) માર્કેટિંગ / Marketing
મહેન્દ્રભાઈ ભવાણી / Mahendrabhai Bhavani -08141727520

D) પોસ્ટિંગ હેડ / Posting Head
જીગરભાઈ ભવાણી / Jigarbhai Bhavani -07600331277

Real Patidar
www.realpatidar.com
------------------------------------------------------------------------------------------------------------------------------------

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://www.realpatidar.com/archives/series-1
- To know more visit www.realpatidar.com or send a request-mail to

mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
- Views expressed here are not necessarily of Real Patidar or subscribed by Real Patidar.
--------------
BEWARE !! BEWARE !! -Phishing attacks:
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are **NOT** related to the www.realpatidar.com, the original Real Patidar

---


**OE 38 -Kone Todu Samaj -Patidar Bandhu -15-Feb-2011 -DE.pdf**
1488K

પાટીદાર બંધુ તા.૧૫-૨-૨૦૧૧



# તંત્રી સ્થાનેથી...

## કોણે તોડી સમાજ...?
## અને કોણ તોડી રહ્યું છે સમાજ ને...?

સમાજમાં ચાલતા સતપંથ-સનાતન ધાર્મિક વિખવાદને સંદર્ભે સમાજમાં એક ચર્ચા ચાલી રહી છે. અમુક કહેવાતા બિનસાંપ્રાદાયિક લોકો કહે છે કે "અમુક લોકો સમાજને તોડવા બેઠા છે." શું સાચે જ અમુક લોકો સમાજને તોડી રહ્યા છે. સમાજને કોણ તોડી રહ્યું છે? આજે આપણે આ પ્રશ્નો અંગે મનોમંથન કરીશું.

'પાટીદાર બંધુ'ના વિચારશીલ વાચકો આ તંત્રીલેખ અંગે ઉદાર મને ગંભીર ચિંતન કરે તેવી વિનંતી. હિંમતનગરમાં ગત ૩૦/૧/૧૧ના રોજ યોજાયેલ 'સમજે પાટીદાર...' કાર્યક્રમમાં એક વક્તાએ મંચ ઉપરથી જણાવ્યું હતું કે "આજે અમારા ઉપર સમાજ તોડવાના આરોપ લાગે છે. અમે તો માત્ર આદ્ય સુધારક નારાયણ રામજી લીંબાણી જેવાં વડિલો એ ચિંધેલ માર્ગે ચાલી રહ્યા છીએ. સૌ પ્રથમ વખત સમાજ કેસરામુખી પરમેશ્વરાએ તોડ્યો હતો. બીજી વખત નારાયણ બાપા એ તોડ્યો હતો. વગેરે વગેરે"

આ વક્તાની આ વાતને વિચારવા જેવી છે. આજે આપણી જ્ઞાતિના મોટાભાગના યુવાનોએ (એટલે કે સનાતની યુવાનોને) સનાતક ધર્મ વારસામાં મળ્યો હોવાથી તેઓ પોતાની જ જ્ઞાતિના ભૂતકાળથી અજાણ છે. મારી ઉંમર ૨૭ વર્ષ છે પરંતુ જેઓ ૫૦-૫૫ વર્ષના મારા પિતાજીની ઉંમરના વડિલો છે તેઓ પણ આપણી જ્ઞાતિના વાસ્તવિક ઈતિહાસથી મહદઅંશે અજાણ છે. અથવા તો તેમણે આ અંગે ક્યારેય ગંભીરતાથી વિચાર્યું નથી.

સતપંથી મિત્રો પણ કબુલ કરે છે કે સતપંથના ભૂતપૂર્વ સતપંથાચાર્ય શ્રી કરસનદાસજી મહારાજે સતપંથના શાસ્ત્રોમાં ઘણા સુધારા વધારા કર્યા અને વધુને વધુ સનાતી ટચ આપવાનો સરાહનીય પ્રયત્ન કર્યો. પ્રશ્ન એ છેકે શા માટે સુધારા કરવા પડ્યા? સતપંથના ધર્મસ્થાનોના નામ પણ સમયાંતરે બદલાતા રહ્યા છે.

કેસરામુખી પરમેશ્વરના વખતનો સતપંથ સૈયદોના સંપૂર્ણ પ્રભાવવાળો સતપંથ હતો એ વખતે ઈમામ શાહ બાવા 'સદ્દગુરુ ઈમામશાહ મહારાજ' તરીકે નહીં પરંતુ 'હજરત પીર ઈમામશાહ' તરીકે સતપંથીઓમાં લોકપ્રિય અને જાણીતા હતા. ૧૯૨૫ના એક દસ્તાવેજમાં પીરાણાના કાકા (ગાદીપતી) રામજી લખમાણે ઈમામ શાહ બાવાને હજરત પીર ઈમામ શાહ તરીકે સંબોધ્યા છે. એ વખતે સ્વામી નારાયણ સંપ્રદાયના સંતોના સંપર્કમાં આવ્યા પછી કેસરા મુખીને હિન્દુઓના સાચા સનાતન ધર્મની ખબર પડી. કેસરામુખી સાંખલાએ તો અનેક વિરોધ વચ્ચે સતપંથ છોડ્યો, પરંતુ તેમણે તેમના જીવન કાળમાં અનેક યાતનાઓ, અપમાનો અને હડધુત સહન કરીને ૨૨૦૦ થી ૨૫૦૦ સતપંથીઓને આજથી ૨૨૭ વર્ષ પહેલા મુળ હિન્દુ

ધર્મમાં (સ્વામી નારાયણ સંપ્રદાયમાં) પરિવર્તીત કર્યા. આ હતા સતપંથના ભાગલા. આમ કેસરામુખીએ સૌ પ્રથમ વખત સમાજ તોડવાનું પુણ્ય કર્યું.

કેસરા પરમેશ્વરના દેહાંત પછી આ ચળવળ લગભગ સમાપ્ત જેવી થઈ હતી. પરંતુ કેસરા મુખીનો શુભ સંકલ્પ જરૂર કામ કરતો હશે. તેમના શુભ સંકલ્પને પ્રતાપે તેમના ૧૦૦ વર્ષ પછી તેમના જેવી જ વિચારસરણી ધરાવતા નારાયણ રામજી લીંબાણીનું અવતરણ થયું. નારાયણ બાપા એ પીરાણાના બનાવટી ગ્રંથોનો અભ્યાસ કર્યો અને હિન્દુ શાસ્ત્રોનો પણ અભ્યાસ કર્યો અને લોકોને જાગૃત કરવા માટે 'પીરાણા સતપંથની પોલ' નામે એક ગ્રંથ તૈયાર કર્યો. આ ગ્રંથે જ્ઞાતિમાં જબરજસ્ત જુવાળ ઊભો કર્યો. નારાયણ બાપા અને તેમના સાથીદારોએ હજારો નહીં પરંતુ લાખો કચ્છ કડવા પાટીદારોને મુળ સનાતન વૈદિક ધર્મમાં પાછા વાળ્યા. આ હતા સમાજના બીજી વખતના ભાગલા. અહીં બંને વખત જે ભાગલા પડ્યા. તે સતપંથમાં પડ્યા. નારાયણ બાપા અને વાલદાસજીના પ્રયાસોના કારણે સતપંથ સમાજ લઘુમતીમાં આવી ગયો. લગભગ ૭૦ ટકા લોકો એ વખતે પણ સતપંથ છોડી મૂળ સનાતન વૈદીક ધર્મને અપનાવી ચૂક્યા હતા.

ઈ.સ. ૧૯૨૬માં કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ મોજુદ હતો. આ સતપંથમાંથી અલગ થયેલો સમાજ હતો. એ વખતે આપણા સમાજમાં બે સમાજ હતા. એક સતપંથ સમાજ અને બીજો સનાતન સમાજ. સમયાંતરે સમાજની એકતા માટે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર એટલે કે કેન્દ્રીય સમાજની રચના કરવામાં આવી. કહેવાય છે કે સનાતન સમાજે સમાજની એકતા અને અખંડીતતા માટે કેન્દ્રીય સમાજમાં વિલીન થવાનું નક્કી કર્યું. આમ સનાતન સમાજે પોતાના નામ આગળથી સનાતન શબ્દ કાઢી નાંખ્યો. પરંતુ સતપંથ સમાજ કેન્દ્રીય સમાજની સમાંતર અસ્તિત્વ ધરાવીને ઊભો જ રહ્યો. આજે પણ કચ્છ કડવા પાટીદારોના બે સમાજ છે. અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ અને બીજો અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સતપંથ સમાજ.

'મારુ મારા બાપનું અને તારામાં મારો ભાગ' એવી સતપંથની નીતી હતી. તેઓ પોતાનું નામ-ઠામ સલામત રાખીને સનાતનીઓ ભેગા ભળવા લાગ્યા. પણ ૧૦૦ ટકા ભળી શક્યા નહીં. પરંતુ સનાતનીઓ ઉદાર મને ચલાવતા રહ્યા. આશા હતી બધુ બરાબર થઈ જશે. પણ કેન્દ્રીય સમાજમાં સતપંથીઓને ભેળવ્યા પછી કેન્દ્રીય સમાજની સભામાં 'લક્ષ્મીનારાયણ ભગવાનની જય' અને 'સનાતન ધર્મની જય' બોલી શકાતી નથી. ગત એપ્રિલ ૨૦૧૦માં નખત્રાણામાં યોજાયેલ સ્વાર્ણિમ મહોત્સવમાં પધારેલા સનાતની જ્ઞાતિજનો ખૂબ જ ઉત્સાહપૂર્વક અને વારંવાર સનાતન ધર્મની અને લક્ષ્મીનારાયણ ભગવાનની જય બોલાવતા હતા. એ વખતે મને આવા વલણથી આશ્ચર્ય થયું હતું. પરંતુ હવે તેનું કારણ સમજાય છે. ભગવાન વિષ્ણુના દસ અવતારોની ઉપાસના કરવાનો દાવો કરતા ધર્મના લોકો દસ અવતારોના મુળ એવા લક્ષ્મી નારાયણ ભગવાનનો શું વાંધો હોઈ શકે? દસ અવતારો ઈમામ શાહ બાવાની નહીં પરંતુ મહર્ષિ ભગવાન વેદ વ્યાસની દેન છે. કલ્કી અવતારની ભવિષ્યવાણી પીર ઈમામ શાહ બાવાના ૫૦૦૦ વર્ષ પહેલા મહર્ષિ વેદ વ્યાસે ૧૮માં પુરાણ શ્રીમદ્ ભાગવદ્‌માં કરી હતી. જો ખરેખર વેદ વ્યાસજીએ રચેલા પુરાણને અને હિન્દુ

પાટીદાર બંધુ તા.૧૫-૨-૨૦૧૧



ઋષીમુનિઓએ લખેલા મુળ શાસ્ત્રોને માને છે. તે જ સાચા સનાતન ધર્મી કહેવાય. દસ અવતારોની પૂજા ઉપાસના પુરાણો અને વેદો આધારીત થવી જોઈએ અને દસ અવતારોના ઉપાસક હોવાનો દાવો કરતા ધર્મ (કે સંપ્રદાયે) 'સનાતન ધર્મની જય' સામે વાંધો ના ઉઠાવવો જોઈએ.

કેન્દ્રીય સમાજના પ્રમુખે જાહેર મંચ ઉપર સ્પષ્ટ કરી દીધું છે કે 'કેન્દ્રીય સમાજ એટલે કે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સનાતન સમાજ જ છે. આજે જે લોકો ને 'સમાજ તોડનારા' કહેવામાં આવે છે તે લોકો ખરેખર સમાજ તોડનાર છે કે જોડનારા છે એ તો હવે વાચકોએ અને જ્ઞાતિજનોએ નક્કી કરવાનું છે.

ભારત દેશને કટ્ટરવાદથી જેટલું નુકશાન નથી થયું તેટલું કહેવાતી બિનસંપ્રદાયિકતાથી થયું છે. આજ બિનસંપ્રદાયિકતાના ચોથા હેઠળ દેશમાં ભરપૂર ઈસાઈ ધર્માંતરણ થઈ રહ્યું છે. આજ બિનસંપ્રદાયિકતાના ઓથા હેઠળ આતંકવાદીઓ અને પાદરીઓના પાપને પંપાળવામાં આવે છે. આજે બિનસંપ્રદાયિકતાના કારણે જ ભારતના વધુ પાંચ ભાગલા થઈ શકે છે. બિનસંપ્રદાયિક સમાજ એટલે નપુંસક સમાજ. શું આપણે સમાજને નપુંસક બનાવવા માંગીએ છીએ? 'વિજ્ઞાનના યુગમાં ધર્મની શું જરૂર છે?' એવું કહેનારાઓને ખબર જ નથી કે જીવનનું સાચું વિજ્ઞાન ધર્મમાં રહેલું છે. (અહીં ધર્મ એટલે સનાતન ધર્મ)

સતપંથ કેન્દ્રીય સમાજમાં વિલીન ના થયો એટલે કેન્દ્રીય સમાજમાં વિલીન થઈ ગયેલ સનાતન સમાજ ફરી પાછો કેન્દ્રીય સમાજમાંથી બહાર નીકળી રહ્યો છે. કલ્પના કરી જુઓ કેન્દ્રીય સમાજમાંથી સનાતનીઓ નિકળી જાય તો કેન્દ્રીય સમાજમાં શું શેષ રહે? કશું જ ના રહે. આથી કેન્દ્રીય પ્રમુખને કહેવું પડ્યું છે કે 'અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સનાતન સમાજ છે.'

પાટીદાર બંધુ સ્પષ્ટ માને છે કે સતપંથ અને સનાતનીઓ એક જ કુળના ભાઈઓ છે. આથી ગમે તે ભોગે બંને પક્ષોએ એક થવું જ પડશે. ડાળખાને પકડવા કરતા મુળને પકડવાની જરૂર છે. અને ધર્મનું મૂળ તો સનાતન ધર્મ જ છે. આ લેખથી કોઈની લાગણી દુભાઈ હોય તો ક્ષમા કરશો. કોઈની લાગણી ના દુભાય તેનું ધ્યાન રાખીને સત્ય સમજાવાનો પ્રયત્ન કર્યો છે. અને સત્ય વાતથી કોઈની લાગણી દુભાવી પણ ના જોઈએ. સત્ય કડવું હોય પણ સ્વીકારવું જ જોઈએ. દવા પણ કડવી હોય છે. અંતે એટલું જ કહેવું છે કે સનાતન ધર્મના વિરોધીઓ અને કહેવાતા બિનસાંપ્રાદિયક તત્વો જ સમાજને તોડનારા છે. અસ્તુ

લિ. તંત્રી

બ્રિજેશ સી. પટેલ